GAP भाषा
A MULTILINGUAL JOURNAL OF RESEARCH
( ISSN – 2582-8770 )
Globally peer-reviewed and open access journal.

# સેન્સસનું સમાજશાસ્ત્રીય વિશ્લેષણ : ગ્રામીણ ગુજરાતની અને ગ્રામીણ ગાંધીનગરની

**રાજેન્દ્ર જાની**

*એસોસિયેટ પ્રોફેસર*
*સમાજશાસ્ત્ર વિભાગ*
*ગુજરાત યુનિવર્સિટી અમદાવાદ*

**સાર સંક્ષેપ:** ગુજરાતના સમાજજીવનને પણ આંકડાકીય માહિતીથી અને આંકડાને પેલે પાર સમજવાની અને સમજાવવાની અનિવાર્યતા છે. ગુજરાત સદીઓથી વેપારના નફાતોટાના આંકડાથી જાણીતું છે. વિશ્વ આખામાં ગુજરાતીઓના વેપારી સાહસની બોલબાલા છે. ગુજરાતના અર્થકારણને આંકડા સાથે સંબંધ હોય એ તો સમજી શકાય એમ છે પરંતુ ગુજરાતના સમાજજીવનને પણ આંકડાકીય માહિતીથી અને આંકડાને પેલે પાર સમજવાની અને સમજાવવાની અનિવાર્યતા છે. આપણે જ્યારે પાંચ કરોડ કે છ કરોડ ગુજરાતીઓ તરીકે ગૌરવાન્વિત થતાં હોઈએ ત્યારે આપણે એ પણ યાદ રાખવા જેવું છે કે આ માત્ર આંકડા જ નથી પણ જીવતા ગુજરાતીઓનું આંકડાકીય દર્પણ પણ છે. ગુજરાતના સામાજિક વિકાસમાં ખૂટતી કડીઓ જોડવાનું કામ પણ ગુજરાત અને ગુજરાતીઓનું છે. જે સામાજિક સમસ્યાઓ છે એને જાહેર કરવાનું માધ્યમ વસ્તી ગણતરી અહેવાલ હોય છે. દર દસ વર્ષે આપણી પાસે આ આધારભૂત માહિતી ઉપલબ્ધ થાય છે. આ અહેવાલ થકી આપણે ગુજરાતીઓ સમાજનું વિશ્લેષણ કરી શકીએ છીએ. પ્રસ્તુત અભ્યાસમાં ગાંધીનગરની વસ્તીશાસ્ત્રીય આંકડાકીય માહિતીની સમીક્ષા કરવામાં આવી છે.

*Key words: census survey, socio-economic review, secondary data, Gandhinagar*

ગ્રામીણ ગુજરાતની સરખામણીએ ગ્રામીણ ગાંધીનગરની વાત કરીએ તો અહીં દવાખાનાઓનું પ્રમાણ વધુ છે. દવાખાના હોય એટલે તબીબો પણ વધુ જ હોવાના એ પણ સ્વાભાવિક છે. પણ આરોગ્યના આ પ્રશ્નને સમાજશાસ્ત્રીય દૃષ્ટિએ સમજવાનો આપણે પ્રયાસ કરીએ તો સેન્સસ ડેટામાં આંકડાઓ તેના જવાબ તરફ દોરી જાય છે. સેન્સસના આંકડા સૂચવે છે કે જનગણનામાં જે ઘર-મકાનોની સંખ્યા નોંધાઈ છે, તેમાં ગાંધીનગરના આંકડાઓનું ચિત્ર દર્દી-દવાખાનાઓની સંખ્યા વધુ શા માટે ? એ તરફ લઈ જાય છે. સેન્સસના ડેટા પ્રમાણે ગાંધીનગર (ગ્રામીણ અને શહેરી)નું ચિત્ર એ બાબતને ઉજાગર કરે છે. નીચેનું કોષ્ટક જોતાં એ સ્પષ્ટ થાય છે.

**ગાંધીનગરના જનગણના મકાનોની સ્થિતિ**

| | | સારી (ટકા) | રહેવા લાયક (ટકા) | જીર્ણ શીર્ણ (ટકા) |
|---|---|---|---|---|
| કુલ | ૨,૮૭,૨૦૧ | ૧૯૨૦૯૦(૬૭) | ૮૯૮૧૩(૩૧.૨) | ૫૨૯૮ (૧.૮૪) |
| ગ્રામ્ય | ૧૬૦૨૭૬ | ૯૭૯૨૦ (૬૧) | ૫૮૬૫૯ (૩૬.૫) | ૩૬૯૭ (૨.૩૦) |
| શહેરી | ૧૨૬૯૨૫ | ૯૪૧૭૦ (૭૪) | ૩૧૧૫૪ (૨૪.૫) | ૧૬૦૧ (૧.૨૬) |
| **સ્રોત : *સેન્સસ ૨૦૧૧ ગુજરાત શ્રૃંખલા*** | | | | |

ઉપરના આંકડાઓ સ્પષ્ટ કરે છે કે ગાંધીનગરનાં ગણતરીમાં સમાવાયેલાં મકાનો પૈકી ૬૭ ટકા મકાનોની સ્થિતિ સારી છે, જ્યારે ૩૧ ટકા મકાનો રહેવાલાયક છે. પરંતુ ૧.૮૪ ટકા રહેણાક તો એવાં છે કે જ્યાં રહેવા માટેની સ્થિતિ સહેજ પણ સારી નથી. આ તો આખા ગાંધીનગરની વાત થઈ પણ જો એ જ રીતે જોતાં ગ્રામીણ ગાંધીનગરની સ્થિતિ જરા વધુ ખરાબ કહી શકાય એવી છે. ગાંધીનગરના ગ્રામીણ ક્ષેત્રમાં ૬૧ ટકા મકાનો સારી સ્થિતિમાં, ૩૬.૫ ટકા મકાનો રહેવાલાયક છે. પરંતુ ૨.૩૦ ટકા મકાનો એવાં છે જે રહેવા માટે બિલકુલ સારી સ્થિતિમાં નથી, જીર્ણશીર્ણ છે. આ આંકડાઓને અને તેની ટકાવારીને તથા પ્રમાણને ચકાસીએ તો ઘણી વિકટ સ્થિતિ છે એવું આપણે સમજી શકીશું. ઉપરછલ્લી રીતે આપણે આંકડા તપાસીએ તો એમ જણાય કે ગાંધીનગરમાં રહેવા માટે યોગ્ય ના કહી શકાય તેવાં ઘર-મકાનોની સ્થિતિ ઓછી છે. હા, આંકડાકીય રીતે એ વાત સાચી છે, પરંતુ બીજી રીતે આ જ

આંકડાઓને તપાસતરાજુમાં તોલીએ તો એમ કહી શકાય કે ગાંધીનગર (શહેર-ગ્રામ બંને)માં દર હજારે ૧૧.૮૪ મકાનો જીર્ણશીર્ણ છે, તેમ છતાં તેમાં લોકો વસવાટ કરે છે.

જો ગ્રામીણ વિસ્તારને જોઈએ તો દર હજારે ૨૩ મકાનો અને શહેર કક્ષાએ ૧૨.૬ મકાનો બદતર હાલતમાં છે. આ મકાનને આપણે રહેણાક કહી શકીએ ? જ્યાં દર હજાર મકાને જો આટલાં મકાનો રહી ન શકાય તેવાં હોય અને છતાં તેમાં રહેવું પડે એવી સ્થિતિ હોય તો પરિસ્થિતિ શું થાય ? આ વસવાટોમાં વસતા પરિવારજનો વિવિધ રોગચાળાનો ભોગ બને એ સ્વાભાવિક વાત છે. અને આ આંકડાઓ તો જે મકાનો છે એમાં માત્ર રહેણાંકનો ઉપયોગ થાય છે એના જ છે. મકાનોનો રહેણાંક ઉપરાંત અન્ય ઉપયોગ થતો હોય એની વિગતો જોઈએ તો સ્થિતિ વધુ વણસેલી જણાય છે. ગાંધીનગર શહેર-ગ્રામ્યમાં દર હજારે ૨૫ રહેણાક તદ્દન બિસ્માર હાલતનાં હોવા છતાં તેનો રહેણાક તરીકે ઉપયોગ થાય છે. જો શહેર અને ગ્રામ્યના સંદર્ભમાં જોઈએ તો ગ્રામીણ કક્ષાએ દર હજારે ૩૨ અને શહેરી વિસ્તારમાં દર હજારે ૧૭ જનગણના મકાનો એવા છે જ્યાં રહેણાંકની સ્થિતિ જીર્ણશીર્ણ છે, છતાં ત્યાં વસવાટ ચાલુ છે.

ગાંધીનગર સમગ્ર જિલ્લા કે ગાંધીનગર શહેર અથવા તો ગાંધીનગર ગ્રામ્યમાં રહેવા માટેનાં મકાનોનું જીર્ણશીર્ણતાનું સ્ટેટસ સુધારવું જ રહ્યું. કારણ કે ગાંધીનગરની સરખામણીએ આદિવાસી બાહુલ્ય ધરાવતા ડાંગ, તાપી, વલસાડ અને ભરૂચની સ્થિતિ સારી છે, એ ભુલવું ના જોઈએ. આપણે તો ઈચ્છીએ કે પ્રાદેશિક ભારતના એક ભાગ તરીકે સમગ્ર ગુજરાતનાં રહેણાક મકાનોની સ્થિતિ વધુ ને વધુ પ્રમાણમાં સારી, રહેવાલાયક-આરોગ્યપ્રદ બની રહે.

વિકસિત નગરોની ગણતરી કરવામાં આવે અથવા તો રસ્તા અને મકાનોની દૃષ્ટિએ ગુજરાતનું કયું નગર શ્રેષ્ઠ એવું પૂછવામાં આવે તો આમ આદમીથી માંડીને ખાસ આદમી સુધીના માણસોનો લગભગ બહુમતીએ જવાબ ગાંધીનગર જ હોય. હારબંધ એકસરખાં સરકારી ક્વાટર્સ, સરકારી ઈમારતો ને ખાનગી મકાનોની ઓળખ એ ગાંધીનગરની પણ ઓળખ છે. પરંતુ ગાંધીનગરનાં મકાનોની સ્થિતિ અને તેમાં પણ ખાસ તો મકાનની છત (સીલિંગ) કઈ સામગ્રીથી બનાવવામાં આવી છે એ વિગતો જોઈએ તો પરિસ્થિતિ જુદી પણ તરી આવે છે.

સેન્સસ-૨૦૧૧, શ્રૃંખલા-૨૫માં દર્શાવ્યા મુજબ ગાંધીનગરનાં ૫૫૫૭ મકાનો ઘાસફુસ-લાકડી-પાટિયાં-વાંસ અને માટીની છત ધરાવે છે. તો ૩૦૬૩ રહેણાક પ્લાસ્ટીક અને પૉલિથીનની છતવાળાં છે. જ્યારે ૧,૧૮,૭૦૯ રહેણાક ગેલ્વેનાઈઝ પતરાં-ધાતુનાં પતરાં કે ઍસ્બેસ્ટોસ શીટ્સની છત ધરાવે છે.

ગુજરાતની સરખામણીએ મકાનની છત એકદમ પાકી એટલે કે સિમેન્ટ-કોંક્રિટની હોય એવી વિગતો ગાંધીનગર જિલ્લા (શહેર-ગ્રામ વિસ્તાર)ની ચકાસીએ તો સરાસરી ટકાવારી ગુજરાતની દૃષ્ટિએ સારી છે. પંરતુ જો ગ્રામ અને શહેરી વિસ્તારની દૃષ્ટિએ ચકાસીએ તો ગ્રામ્યકક્ષાએ નબળી સ્થિતિ છે, જે ટેબલમાં નિર્દિષ્ટ છે.

**ગાંધીનગર : મકાનોની સંખ્યા**

| વિગત | મકાનોની સંખ્યા | ટકાવારી |
|---|---|---|
| **કુલ મકાન** | ૩૫૦,૧૫૫ | ૧૦૦ |
| **ગ્રામ વિસ્તાર** | ૧૮૯૩૧૨ | ૫૪ |
| **શહેરી વિસ્તાર** | ૧૬૦૮૪૩ | ૪૬ |
| સ્ત્રોત : census 2011, Gujarat series-25 | | |

**ગાંધીનગર : મકાનની છતમાં વપરાયેલી સામગ્રી**

| મકાનની છતની વિગત | ગ્રામ વિસ્તાર (ટકા) | શહેરી વિસ્તાર (ટકા) | કુલ મકાન (ટકા) |
|---|---|---|---|
| **ઘાસ – લાકડી-માટી વગેરે** | ૩૮૪૧(૨%) | ૧૭૧૬ (૧%) | ૫૫૫૭(૧.૫૮%) |
| **પ્લાસ્ટીક/પૉલિથીન** | ૧૨૫૦(૦.૬૬%) | ૧૮૧૩ (૧.૨૧%) | ૩૦૬૩(૦.૮૭%) |

| | | | |
|---|---|---|---|
| **હસ્ત નિર્મિત ટાઈલ્સ** | ૧૧૨૯૩(૬.૦%) | ૧૯૩૨ (૧.૨૦%) | ૧૩૨૨૫ (૩.૭૭%) |
| **મશીન નિર્મિત ટાઈલ્સ** | ૧૩૮૪૬(૭.૩૧%) | ૧૬૭૩ (૧.૦૪%) | ૧૫૫૧૯ (૪.૩૨%) |
| **પાકી ઈંટો** | ૧૬૭૧(૦.૮૮%) | ૧૭૭૪ (૧.૧૦%) | ૩૪૪૫ (૦.૯૮%) |
| **પથ્થર/સ્લેટ** | ૩૦૬૮(૧.૬૨%) | ૨૬૫૨ (૧.૬૪%) | ૫૭૨૦ (૧.૬૩%) |
| **જી.આઈ./ધાતુ/પતરાં/ એસ્બેટોસ શીટ** | ૮૦૧૯૯(૪૨.૩૬%) | ૩૮૫૧૦ (૨૩.૯૪%) | ૧૧૮૭૦૯ (૩૩%) |
| **કોંક્રિટ** | ૭૩૮૫૯(૩૯.૦૧%) | ૧૧૦૫૪૭ ૬૮.૭૨%) | ૧૮૪૪૦૬ (૫૨.૬૬%) |

*સ્રોત : census 2011, Gujarat series-25*

ગ્રામીણ ગુજરાતની સરખામણીએ ગાંધીનગરનાં ગામડાનાં મકાનોમાં ઘાસફુસ-વાંસ-લાકડાનાં પાટિયાંની છત ધરાવતા મકાનો ઓછા છે, પરંતુ શહેરી ગુજરાતની સરખામણીએ ગાંધીનગર જિલ્લાના શહેરી વિસ્તારોમાં ઘાસફુસ-વાંસની છતનાં મકાનો વધુ છે. સૌથી રોચક બાબત એ છે કે સમગ્ર ગુજરાતમાં પ્લાસ્ટીક પૉલિથીન કે જેને મીણિયા તરીકે ઓળખવામાં આવે છે, તેની છતવાળાં ૬૬,૧૫૯ મકાન (રહેણાક) છે, પણ ગાંધીનગરમાં ગુજરાતનાં આવાં રહેણાકની ટકાવારી સાડા ચાર ટકા જેટલી થાય છે. એમાં પણ શહેરી ગાંધીનગરની વાત કરીએ તો ગુજરાતની જે ટકાવારી થાય તેના કરતાં ગાંધીનગર શહેરી સેન્સસ વિસ્તારમાં તેની ટકાવારી ત્રણ ગણી વધુ થઈ જાય છે.

એક તરફ ગાંધીનગર શહેરી વિસ્તાર તેની એકસરખી મકાન બાંધણી અને વૈવિધ્યમાં ઉત્કૃષ્ટ ઓળખ ધરાવે છે ને બીજી તરફ પ્લાસ્ટીકની - મીણિયાવાળી છત નીચે રહેતા લોકોની સંખ્યા પણ હાંસિયામાં ધકેલાયેલા સમૂહ તરફ ધ્યાન દોરે છે.

ગાંધીનગરનાં મકાનો કેવાં દિલમાં વસી જાય એનું ઉદાહરણ એક પૂર્વ સંસદીય સચિવે પૂરું પાડ્યું છે. જ્યારે તેઓ સત્તામાં હતા ત્યારે જે સરકારી બંગલો તેમને ફાળવાયો હતો, તદ્દન તેના જેવો જ બંગલો તેમણે પોતાના વતનમાં બનાવડાવ્યો હતો.

- **ઘરની છત ભલે કાચી હોય પણ ઘરની દીવાલ પાકી**
- **‘દીવાલોનેય કાન હોય છે’નું ગણિત ગાંધીનગરના સેન્સસમાં !**

ગુજરાતની સરખામણીએ ગાંધીનગર જિલ્લામાં મકાનોની છત મીણિયા-પ્લાસ્ટીકની વધારે છે પરંતુ જ્યારે રહેણાક મકાનોની દીવાલોની વાત કરીએ તો રહેણાક મકાનો પૈકીનાં ૭૬ ટકા મકાનો પાકી ઈંટના બનેલાં છે. એટલે ઘરની છત ભલે મીણિયા-પ્લાસ્ટીકની હોય પણ ઘરની દીવાલો તો ઈંટની મજબૂતાઈ સાથે જોડાયેલી હોય છે. ગાંધીનગર શહેર અને જિલ્લાના વસ્તી ગણતરીના આંકડાઓ દ્વારા એમ કહી શકાય કે ‘ગાંધી’ના નામ સાથે જોડાયેલા આ જિલ્લાના ગ્રામીણ કે શહેરી વિસ્તારોના રહીશો ‘દીવાલોને પણ કાન હોય છે’ એમ સ્વીકારીને ઘરની ચાર દીવાલો પાકી બનાવે છે ને એમ કરીને આ કાનરૂપી દીવાલોની શ્રવણશક્તિને ઘટાડવાનો પ્રયાસ કરે છે !

ગાંધીનગરમાં ગ્રામીણ ક્ષેત્રમાં ૧,૮૯,૩૧૨ અને શહેરી વિસ્તારમાં ૧,૬૦,૮૪૩ રહેણાક મકાનો સાથે કુલ ૩,૫૦,૧૫૫ મકાનો નોંધાયેલાં છે. એ પૈકી ગ્રામીણ ક્ષેત્રમાં ૧,૨૯,૭૬ મકાન અને શહેરી ક્ષેત્રમાં ૧ લાખ ૩૬,૨૪૪ મકાનની ચાર દીવાલો પાકી ઈંટોથી બનેલી છે. જેની કુલ મકાનોની ટકાવારી સામે ૭૬ ટકા જેટલી ટકાવારી થાય છે. ઉપરાંત ત્રણ ટકા મકાનો પાકા કોંક્રિટનાં બનેલાં છે. જ્યારે ૧૮ ટકા જેટલાં મકાનોની દીવાલ, માટી દ્વારા ઈંટો અને ગારા-છાણનાં લીંપણ સાથેનાં મિશ્રણની બનેલી છે. આમ, પાકી ઈંટો અને ગાર-માટી-કાચી ઈંટો સાથે અનુક્રમે ૭૬ ટકા અને ૧૮ ટકાની સરેરાશ સાથે ગાંધીનગરમાં આ બે પ્રકારમાં જ મકાનોની ૯૪ ટકા દીવાલો બનાવવામાં આવી છે. જ્યારે બાકીનાં ૬ ટકા મકાનોમાં ઘાસફુસ-પત્તાં કે પ્લાસ્ટીક-મીણિયા, લાકડી-પથ્થર (ગારા કે ચુના સાથેના અથવા તેના વગર) ઍસ્બેસ્ટોસ પતરાં કે ધાતુનાં પતરાં અને અન્ય સામગ્રી સાથે ઘરની દીવાલ બનાવવામાં આવી છે, એમ આંકડાઓ દર્શાવે છે. પાકી કે કાચી ઈંટ અને પથ્થરની દીવાલ સિવાય જો તદ્દન કાચી દીવાલની વિગતો જોઈએ તો ઘાસ-ફુસ-વાંસ, પૉલિથિન, ધાતુનાં પતરાં, લાકડાં અને અન્ય સામગ્રી સાથે કુલ ૮૧૫૭ મકાનોની દીવાલ સાવ કાચી છે. અલબત્ત ગાંધીનગરના શહેરી સેન્સસ વિસ્તારો કરતાં ગ્રામીણ વિસ્તારોનાં ઘરોની દીવાલો જ વધુ પ્રમાણમાં આવી કાચી સામગ્રીમાંથી બનાવવામાં આવે છે.

સમગ્ર ગુજરાતના આંકડાઓ ચકાસીએ તો ગ્રામીણ ગુજરાતમાં પાકી દીવાલોવાળાં મકાનોની ટકાવારી ૪૮ ટકા અને શહેરી ગુજરાતમાં દીવાલોવાળાં મકાનોની ટકાવારી ૮૪ ટકા છે, જે ગુજરાતની સરેરાશ ૬૬ ટકા છે. આવી જ રીતે જોઈએ તો ગાંધીનગર

ગ્રામીણમાં ૭૧ ટકા, શહેરી ગાંધીનગરમાં ૮૭ ટકા સાથે ગાંધીનગરની કુલ સરેરાશ ૭૯ ટકા છે. જે દર્શાવે છે કે સમગ્ર ગુજરાતની સરખામણીએ ગાંધીનગરમાં દીવાલ પાકી હોય એવાં ઘરોની સ્થિતિ સારી છે. ગ્રામીણ ગુજરાતની સરખામણીએ ગ્રામીણ ગાંધીનગરમાં ૧૩ ટકા વધુ મકાનો અને શહેરી ગુજરાતની સરખામણીએ ૩ ટકા વધુ મકાનો પાકી દીવાલ સાથેનાં છે. ગુજરાત અને ગાંધીનગરનાં તમામ મકાનોના આંકડાઓ તપાસીએ તો પણ પાકી દીવાલોવાળાં મકાનો વધુ છે, જે એક સારી સ્થિતિ ગણી શકાય. આગામી દિવસોમાં જે ૬ ટકા ગાંધીનગરાઓનાં 'ઘર'ની દીવાલ સાવ જ કાચી છે, એ પાકી બની જાય તો આપણે ૧૦૦ ટકાનો લક્ષ્યાંક સિદ્ધ કરી શકીએ. ગ્રામીણ ગાંધીનગરને એમાં વધારે જોડવું પડશે.

- **ગુજરાત કરતાંય શહેરી ગાંધીનગરમાં માટીનાં તળિયાવાળાં મકાનો વધુ**
- **ગાંધીનગરાઓ ઘરની ફર્શ મોઝેક ટાઈલ્સની નથી બનાવતા પણ ધાબામાં ચાઈના મોઝેક પહેલી પસંદ**

ગાંધીનગરનાં રહેણાક મકાનોની દીવાલો જેમ પાકી છે એમ ઘરની ફર્શ (FLOOR) પણ પાકી છે. એ રીતે ગાંધીનગરનાં મકાનો પૈકી ઘરની દીવાલ, ફર્શ પાકી બનાવવા તરફનું વલણ છે જ્યારે ઘરની છત પાકી ન હોય તો ચાલે એવી સ્થિતિ સેન્સસના આંકડાઓમાં દષ્ટિમાન થાય છે. આ વિશેષતા સાથે એક નોંધપાત્ર વિશેષતા એવી પણ જોવા મળે છે કે ગાંધીનગરનાં રહેણાક મકાનો પૈકી શહેરી વિસ્તારના રહેણાકોમાં ૭.૨૦ ટકા રહેણાક એવાં છે કે જેની ફર્શ ગાર-માટીની બનેલી છે. ગુજરાત અને ગાંધીનગરની સરખામણી કરીએ તો બહુ મોટો ભાગ ગાંધીનગર શહેરનો હોવા છતાં શહેરી ગુજરાતની સરેરાશ કરતાં પણ વધુ શહેરી ગાંધીનગરમાં કાચી માટીની ફર્શનાં મકાનો વધુ નોંધાયાં છે. કાચી માટી કે ગારનાં આ મકાનો શહેરી ગુજરાત કરતાં પણ વધુ ૪ ટકા રહેણાકવાળાં છે. સામાજિક ભૂગોળ અને સમાજશાસ્ત્રીય દષ્ટિકોણથી આ બાબતને સમજવી હોય તો એમ કહી શકાય કે પાકાં મકાનોની વચ્ચે એવા કેટલાંય પરિવારો છે, જે ઝૂંપડાંવાસી છે. ઉપરાંત જો મકાનની દીવાલ પાકી હોય તો પણ ગાંધીનગરનાં આ રહેણાકોની છત પ્લાસ્ટીક-મીણિયા કે ઍસ્બેસ્ટોસ શીટની અને ઘરની ફર્શ માટીની બનેલી છે. ગાંધીનગર શહેરના ચરેડી, આદિવાડા, સૅક્ટર-૧૩ની આસપાસનો રેલવે પાસેના વિસ્તાર છે, જ્યાં આવેલાં રહેણાકો (ઝૂંપડપટ્ટી)માં આવી સ્થિતિ હોય જ એમ આપણે સમજી શકીએ. જોકે અહીં એક સારી બાબત એ પણ આપણે જોવી જોઈએ કે ગુજરાતના ગ્રામીણ સેન્સસ વિસ્તારને ધ્યાનમાં લઈએ તો કુલ રહેણાકનાં અડધોઅડધ (૪૫ ટકા) રહેણાક મકાનો ગાર-માટીનાં બનેલાં છે. જ્યારે ગ્રામીણ ગાંધીનગરમાં એ શહેરી ગુજરાત કરતાં અડધા (૨૭ ટકા) જેટલાં છે. આમ, ગ્રામીણ ગુજરાત કરતાં ગ્રામીણ ગાંધીનગરનાં રહેણાકોમાં ફર્શ, ગાર-માટીની બનેલી હોય એ પ્રમાણ ઓછું છે.

ઘરની ફર્શમાં મોઝેક ટાઈલ્સના વપરાશની વિગતો ચકાસીએ તો ગુજરાતની સરખામણીએ ગાંધીનગર મોઝેક ટાઈલ્સના વપરાશ/ઉપયોગમાં પાછળ છે એમ જોઈ શકાય છે. ગુજરાતનાં ગ્રામીણ ક્ષેત્રના આંકડા દર્શાવે છે કે ૧૬ રહેણાકોમાં અને શહેરી ક્ષેત્રમાં ૬૦ ટકા મોઝેક ટાઈલ્સ વપરાય છે. પરંતુ ગાંધીનગરની વાત કરીએ તો ગ્રામીણ વિસ્તારમાં ૧૩ ટકા અને શહેરી વિસ્તારમાં ૫૪ ટકા રહેણાકમાં મોઝેક ટાઈલ્સનો ઉપયોગ થાય છે. ગાંધીનગરથી તદ્દન નજીકમાં જ ગોતા (ઍસ.જી. હાઈવે) ટાઈલ્સ અને સેનેટરી સાધનો માટેનું બહુ મોટું બજાર હોવા છતાં અને ગાંધીનગરની નજીકના જ હિંમતનગરમાં છેલ્લા થોડા સમયથી ટાઈલ્સની અનેક ફૅક્ટરીઓ ઊભી થઈ હોવા છતાં ગાંધીનગરાઓ 'મોઝેક ટાઈલ્સ' ફર્શમાં જડાવવા માટે ઉત્સુક જણાતા નથી. મજાની વાત એવી પણ કહી શકાય કે ગાંધીનગરનાં રહેણાકમાં ઘરની ફર્શ મોઝેક ટાઈલ્સની હોવાનું પ્રમાણ ઓછું છે, પરંતુ ગાંધીનગરના શહેરી વિસ્તારમાં રાહતદરના પ્લોટમાં મકાનો છે તેની ચકાસણી કરવામાં આવે તો લગભગ દર બીજા મકાનમાં ચાઈના મોઝેકના ટુકડાઓથી ધાબા ફર્શ બનાવાયેલી જોવા મળે એવી સ્થિતિ છે. ગરમીથી બચવા માટે સફેદ ચાઈના મોઝેક ટાઈલ્સના ટુકડાઓથી ધાબાં બનાવવાનું વલણ ગાંધીનગરમાં ચોક્કસ જોવા મળે છે. ગાંધીનગરમાં ઘરની ફર્શ સિમેન્ટની બનાવવાનું પ્રમાણ ગુજરાત કરતાં ઘણું વધુ છે. ગાંધીનગર ગ્રામ્યમાં ૫૩ ટકા અને શહેરી વિસ્તારમાં ૩૦ ટકા મકાનો સિમેન્ટની ફર્શનાં બનેલાં છે, જે ગુજરાતની સરેરાશ ટકાવારી કરતાં ૧૧ ટકા વધુ છે.

- **ગાંધીનગર શહેરનાં દર દસે દોઢ આવાસ કાચી છત-દીવાલના**
- **ગ્રામીણ ગાંધીનગરનું ચિત્ર શહેર કરતાં વધુ દુષ્કર**

પાટનગર ગાંધીનગરનાં કુલ રહેણાક આવાસો પૈકી ૮૬ ટકા મકાનો ઈંટ, સિમેન્ટ-કોંક્રિટ સાથેની પાકી છત અને પાકી દીવાલોનાં બનલાં છે. બાકીનાં ૧૪ ટકા મકાનો પ્લાસ્ટીક-પૉલિથીન, ઘાસ-ફૂસ-વાંસ, કાચી માટી કે ઈંટ અને ધાતુનાં પતરાં સાથેનાં છે. સેન્સસ રિપોર્ટ ૨૦૧૧, ગુજરાત શ્રૃંખલા-૨૫ના આધારે આપણે કહી શકીએ કે ગાંધીનગરનાં દર દસ રહેણાક મકાને દોઢ મકાન કાચી દીવાલ ને કાચા ધાબાનાં બનેલાં છે. આ સ્થિતિ ગાંધીનગર શહેરની છે. જ્યારે ગ્રામીણ ગાંધીનગરની વાત કરીએ તો સ્થિતિ વધારે નિરાશાજનક છે. ગાંધીનગર જિલ્લાના ગ્રામીણ વિસ્તારમાં ૭૦ ટકા મકાનો પાકી દીવાલ અને છતવાળાં છે, પરંતુ ૩૦ ટકા મકાનો કાચી દીવાલ અને કાચી છતવાળાં છે. આંકડાઓને આધારે આપણે સીધું સમજવું હોય તો એમ કહી શકાય કે ગ્રામીણ ગાંધીનગરમાં દર દસ મકાને ત્રણ મકાનો તદ્દન કાચાં છે.

આરોગ્ય, સ્વચ્છતા જાળવણી વગેરેની દૃષ્ટિએ આખી બાબતને આપણે મૂલવીએ તો એમ ચોક્કસ કહી શકીએ કે ગાંધીનગરના ગ્રામીણ કે શહેરી રહીશોને જો પાકાં આવાસમાં રહેવાની સુવિધા પૂરી પાડવામાં આવે તો આપણે ઘણો સામાજિક વિકાસ મેળવી શકીએ. આપણે ગાંધીનગર શહેર અને ગ્રામીણ વિસ્તારનાં હાઉસિંગમાં છત અને દીવાલો કેવી રીતે બની છે તે વિગતો સેન્સસના આધારે અલગ અલગ રીતે જોઈ. તેને આપણે ગાંધીનગર જિલ્લાના સંદર્ભમાં અને ગુજરાતની સરખામણીએ પણ આંકડાઓના આધારે જોઈએ અને સમજીએ તો ગાંધીનગર જિલ્લામાં આંતર-માળખાકીય સુવિધા માટે જિલ્લા પંચાયત, ગાંધીનગર શહેરી વિકાસ સત્તા મંડળ અને ગાંધીનગર મહાનગર પાલિકા જો સહિયારા પ્રયાસો હાથ ધરે તો આપણે ચોક્કસ સારાં પરિણામ મેળવી શકીએ. તાજેતરમાં ગાંધીનગર શહેરી વિસ્તારમાં 'રેનબસેરા' બનાવવાની વિચારણા હાથ ધરવામાં આવી છે, તે આવકારદાયક ગણી શકાય. સ્વચ્છ ભારત અભિયાનમાં અવ્વલ નંબર મેળવવા માટે જો પાકા મકાનનો અભિગમ લઈને કામ કરવામાં આવે તો આપણને ખૂબ સારું પરિણામ મળી શકે.

ગાંધીનગરના શહેર અને ગ્રામીણ વિસ્તારની અલગ અલગ વિગતો આપણે જોઈ. જો સમગ્ર ગાંધીનગરની વિગતો આપણે જોઈએ તો ગાંધીનગર જિલ્લામાં ૭૭ ટકા મકાનોના છત અને દીવાલ પાકી ઈંટો ને સિમેન્ટ ક્રોન્ક્રીટના બનેલાં છે. શહેર અને ગામડાંના સંયુક્ત આંકડાઓની સરેરાશમાં ગ્રામીણ વિસ્તારની સ્થિતિ નબળી દેખાઈ રહી છે. જોકે આખા ગુજરાતમાં કુલ ૬૬ ટકા આવાસો જ પાકી છત અને દીવાલનાં બનેલાં છે. ગ્રામીણ ગુજરાતમાં તો માંડ ૫૦ ટકા મકાનો જ પાકાં છે. અડધોઅડધ રહેણાક મકાનો/આવાસ કાચી છત અને કાચી દીવાલનાં છે. ગ્રામીણ ગુજરાતમાં દર બીજું મકાન તદ્દન કાચું હોય એવી સ્થિતિ છે.

દર દસ વર્ષે થતી વસ્તી ગણતરીના આધારે જે અહેવાલ તૈયાર થાય છે એના આંકડાઓ વર્તમાન પત્રોના પત્રકારો કે સામાજિક વિજ્ઞાનના અભ્યાસુઓના લેખ માટેના સૅકન્ડરી ડેટા તો છે જ, પરંતુ વહિવટીતંત્ર માટે દેશ, રાજ્ય શહેર કે ગામના ભવિષ્યનો વિકાસ કરવા માટેનો એક પથદર્શક-પ્રમાણભૂત અહેવાલ પણ છે એમ સમજીને જો કામ કરવામાં આવે તો ગાંધીનગર શહેર કે જિલ્લો જ નહીં, પરંતુ સમગ્ર ગુજરાત કાચી ઈંટ-પતરાં-પ્લાસ્ટીકની દીવાલ અને છતવાળાં રહેણાકોમાંથી મુક્તિ મેળવી શકે. સામાજિક વિકાસ માટે આ કામ કરવા જેવું છે.